શ્રી અદ્વૈતપ્રભવે નમઃ

# શ્રીચૈતન્ય સંપ્રદાયોદ્દેશિકા

( નિત્યકર્મવિધિસહિત )

ડાકોરાજશ્રી ભક્તીદાસજીની આજ્ઞાથી

છપાવી પ્રસિદ્ધ કરનાર

પુજારી ગંગાદાસ

મહીધરપુરા ભુતશેરી-સુરત



ખરાનપુરી ભાગળ ભાજીવાળી પોળમાં

...લા શ્રી 'અનાવિલ બંધુ પ્રા' પ્રેસમાં

વીંદજી ડાહ્યાભાઈ નાયકે છાપ્યું.



સવંત ૧૯૮૧ સને ૧૯૨૫

શ્રીઅદ્ભુતપ્રભવે નમ

# શ્રીચૈતન્ય સંપ્રદાયોદ્દેશિકા.

## શ્રીગૌરાંગ વિધુર્જયતિસદા

### મંગલાચરણ

જે મહાપુરૂષે સત્યયુગમા શ્વેતવર્ણ ધારણ કરી શ્રીશુક્લ નામે અવતાર ધર્યો, ત્રેતાયુગમા રક્તવર્ણ ધારણ કરી યજ્ઞના ભોક્તા થઈ યજ્ઞ નામે અવતર્યા, અને દ્વાપરયુગમા શ્યામવર્ણ ધારણ કરી શ્યામસુન્દર નામે પ્રગટ થયા, તે કલિયુગમા હરિનામની દીક્ષા દતા "ગૌરચન્દ્ર" નામે બિરાજમાન થયા છે, તેમને નમુ છુ.

---

## અથ વૈષ્ણવ સંપ્રદાય વિવરણ

પદ્મપુરાણમા ગૌતમીય તન્ત્રમા નારદપ્રતિ શ્રીકૃષ્ણે કહ્યુ છે કે, કલિયુગમા ચાર સંપ્રદાય થશે સંપ્ર-દાય રહિત જે મન્ત્ર હોય તે ફલિભૂત થતો નથી.

અસપ્રદાયી ગુરૂનો જે મત્ર, તે સર્વ રીતે વ્યર્થ થાય છે, એવા મત્રથી ભક્તિવૃદ્ધિ થવી તો બાજુએ રહી, પરતુ તેથી મનુષ્યનુ અકલ્યાણ પણ દૂર થતુ નથી.

કલિયુગમા પૃથ્વીને પવિત્ર કરનાર શ્રી, બ્રહ્મ, રૂદ્ર અને સનક એ ચાર વૈષ્ણવ સપ્રદાય થશે તેમજ "રત્નાવલિ"મા કહ્યુ છે કે —

પરમવ્યોમનિવાસી શ્રીનારાયણના ચાર શિષ્ય તેમા પ્રથમ શ્રીલક્ષ્મીદેવીના શિષ્યાનુશિષ્ય પરપરામા રામાનુજાચાર્ય શિષ્ય થયા એમનુ પ્રથમ નામ શ્રીલક્ષ્મણાચાર્ય છે સમસ્ત લોકો એમને અત્યાદરથી રામાનુજાચાર્ય કહેછે એમનાથીજ રામાનુજ સપ્રદાય ચાલુ થયો છે તેમજ બ્રહ્માજીની શિષ્ય પરપરામા શ્રીમાધ્વાચાર્ય શિષ્ય થયા એમનાથીજ માધ્વ સપ્રદાય પ્રવર્ત્યો. શ્રીનારાયણ ભગવાનના શિષ્ય પરમ કૃપામય શ્રીરૂદ્રદેવ એમની શિષ્ય પરપરાના

વિષ્ણુસ્વામી શિષ્ય થયા. એ મહાત્માથી વિષ્ણુસ્વામી સંપ્રદાય ચાલુ થયો શ્રીનારાયણ ભગવાનના વિલાસ અવતાર શ્રીહંસદેવજી, તેમના શિષ્ય સનકાદિ ચાર મહાત્મા તેમના અનુશિષ્ય ગણમા નિમ્બાદિત્યાચાર્ય શિષ્ય થયા એ મહાત્માથી નિમ્બાર્ક સંપ્રદાયનો પ્રારંભ થયો આ તો ચાર સંપ્રદાયોની સ્થાપના થઇ હવે આપણા માધ્વી સંપ્રદાયની પ્રણાલિકા કહીએ તથા કલિયુગ પાવનાવતાર ભગવાન્ શ્રીકૃષ્ણ ચૈતન્ય મહાપ્રભુ માધ્વી સંપ્રદાયનો શા માટે અંગીકાર કરે છે તે લખીએ છીએ શ્રીરૂપ ગોસ્વામિકૃત પ્રણાલિમા કહ્યુ છે કે—

શ્રીમાધ્વાચાર્ય મહાશયે, શ્રીવ્યાસદેવજીથી કૃષ્ણમંત્ર પ્રાપ્ત કરી ચારે વેદનો વિભાગ કરી " શતદૂષણી " નામે સંહિતા રચી છે તે ગ્રંથમાં નિર્ગુણ બ્રહ્મ કરતા સગુણ બ્રહ્મનો તત્ત્વ પરિસ્કાર વિસ્તારથી વર્ણવ્યો છે. અને તેજ

ગ્રંથમાં સગુણબ્રહ્મની જે અંગકાંતિ, તે કાંતિ એજ તેજપુંજ બ્રહ્મ એમ પણ નિ સંદેહ કથન કર્યું છે આ વિષયમા પ્રમાણ —

જ્ઞાન આનંદમય, વિલાસી, નિત્યસ્વરૂપ, સુખ અનુભવ કરવાને સમર્થ, એવો જે કોઇ પુરૂષ, તેના અંગની જે કાંતિ તેજ બ્રહ્મ છે, એમ જ્ઞાનીજનો કહે છે વગેરે ઘણા પ્રમાણો તે ગ્રંથમા લખ્યા છે એટલા માટે કૃષ્ણતત્ત્વસ્થ'-પક, શ્રીમાધ્વાચાર્ય, એમના સંપ્રદાયને લોકશિક્ષાર્થે અંગીકાર કરીને, શ્રીહરિનામ મહામંત્ર પ્રદાનપૂર્વક કલિયુગમા પાવન કરે છે એજ શ્રીમહાપ્રભુનુ બહિરંગ પ્રયોજન છે. અંતરંગ પ્રયોજન પછી લખવામા આવશે

## બહિરંગ પ્રયોજન વિષયમાં પ્રમાણ.

પૂર્વકાળથી કદી પણ અપાયલી નહિ, એવી જે પોતાની ભક્તિરૂપ સંપત્તિ, તે સંપત્તિ દેવા માટે, કૃપા કરી કલિયુગમાં જે અવતાર ધર્યો,

એવો જે સુન્દર વર્ણકાંતિ-ગૌરાંગ-હરિ, (કૃષ્ણ અથવા સિંહ) તે મારા હૃદયરૂપ પર્વતની ગુફામાં વાસ કરો.

## શ્રીનારાયણ ભગવાન્થી જે બ્રહ્મસંપ્રદાયની પ્રણાલી ચાલી તે લખીએ તેમાં

## પ્રથમ પ્રણાલી.

## ગોપાલ ગુરૂકૃત પદ્યાનિ

શ્રીનારાયણના શિષ્ય બ્રહ્મા, બ્રહ્માના શિષ્ય નારદ નારદના શિષ્ય વ્યાસ, વ્યાસના શિષ્યો શ્રીમાધ્વા શ્રી માધ્વાચાર્યના શિષ્ય પદ્મનાભ. પદ્મનાભના શિષ્ય અક્ષોભ, અક્ષોભના શિષ્ય જયતીર્થ, જયતીર્થના શિષ્ય જ્ઞાનસિન્ધુ, જ્ઞાનસિન્ધુના શિષ્ય મહાનિધિ, મહાનિધિના શિષ્ય વિદ્યાનિધિ, વિદ્યાનિધિના શિષ્ય રાજેન્દ્ર, રાજેન્દ્રના શિષ્ય જયધર્મ, જયધર્મના શિષ્ય શ્રીમન્ લક્ષ્મીપતિ, લક્ષ્મીપતિના શિષ્ય શ્રીમાધવેન્દ્રપુરી, માધવેન્દ્રના શિષ્ય ઈશ્વરપુરી શિષ્યો શ્રીઅદ્વૈતપ્રભુ તથા નિત્યાનંદ પ્રભુ ઈશ્વરપુરીના

શિષ્ય પૃથ્વીમા પ્રેમના કલ્પવૃક્ષરૂપ શ્રીચૈતન્યમહાપ્રભુ, કે જે ચૈતન્યપ્રભુ આ ભૂમડળમા ગૌરાગ એ નામથી પ્રખ્યાત છે

## ગૌરાંગ મહા પ્રભુ સ્વય પૂર્ણબ્રહ્મ કૃષ્ણુજ છે તે વિષે પ્રમાણુ

## શ્રીમદ્‌ભાગવતના એકાદશ સ્કંધમાં જનકપ્રતિ યોગિન્દ્રનું વાકય —

હે ઉર્વીશ, હે રાજન્ ! આપ શ્રવણુ કરો દ્વાપરયુગમા જગદીશ્વર ભગવાનના જેમ અનેક પ્રકારના તંત્રાદિશાસ્ત્ર પ્રમાણુથી સ્તવન પૂજાદિ કરે છે તેજ રીતે કલિયુગમા પણુ પૂજાદિ કરે છે, પરતુ એથી પણુ કઇ વિશેષ છે તેને પણુ આપ સાભળો

કૃષ્ણુવર્ણું તથા કાન્તિએ કરીને શ્રીકૃષ્ણું અર્થાત પીતવર્ણું, પોતાની પ્રિયા શ્રીરાધિકાદેવીની ગલિત સુવર્ણુવત્ અગ કાન્તિથી આચ્છન્ન અતરમા કૃષ્ણુસ્વરૂપ, તથા અંગ નિત્યાનદ અદ્વૈતસહિત, ઉપાગ શ્રીવ્યાસાદિસહિત, હરિનામરૂપ અસ્ત્રયુક્ત

પાર્ષદ (ભકત) ગોવિંદાદિ સહિત શોભાયમાન એવા જે શ્રીકૃષ્ણ ચૈતન્ય મહાપ્રભુ, એમનુ આર્ય પડિત (મડલિ) કલિયુગમા સકીર્તનરૂપ યજ્ઞારભથી પૂજન કરે છે

શ્રીકૃષ્ણના પ્રેમના વિકારસ્વરૂપ આહ્લાદિની શકિત શ્રીરાધિકાદેવી આ વાકયથી રાધાકૃષ્ણનો એક દેહ સુચન થાય છે, પરતુ શ્રીકૃષ્ણ અને રાધિકા પ્રેમના માધુર્યના આસ્વદનને લીધે અનાદિકાલથી બે દેહ ભેદે છે હવે કલિયુગમા તેજ બે દેહ મળીને અર્થાત્ પોતાની પ્રિયાની કાન્તિ ધારણ કરીને તથા પ્રિયાના ભાવના અગીકારપૂર્વક ચૈતન્યરૂપ થયા છે. એવા જે કૃષ્ણરૂપ ચૈતન્ય તેઓને હુ નમસ્કાર કરૂ છુ.

## ચૈતન્ય પ્રભુના અવતારમાં મુખ્ય ત્રણ પ્રયોજન.

શ્રીરાધિકાની પ્રીતિનું મહાત્મ્ય કેટલુ હશે? શ્રીવૃષભાનુ નંદિની જે પોતાના પ્રેમદ્વારે મારો

જે અત્યાશ્ચર્ય મધુરિમાનુ આસ્વાદન કરે છે, તે આસ્વાદન પણ કેવુ હશે ? તથા એ આસ્વાદનમા તેવી સુખોત્પત્તિ થાય છે, તે સુખનો અનુભવ પણ કેવો હશે ? એ ત્રણ લોભમા આક્રાંત થઇને શચીદેવીના ગર્ભરૂપ સમુદ્રમા કૃષ્ણચદ્ર, ચૈતન્ય અવતારથી પ્રકટ થાય

આ ત્રણ પ્રયોજનથી જુદા જુદા જીવોના ઉદ્ધારને માટે કૃષ્ણચદ્રે કલિયુગમા અવતાર લીધો છે એ વાત પુરાણાન્તરથી પણ માલમ પડે છે કોઇ પુરાણમા વ્યાસપ્રતિ કૃષ્ણવાક્ય છે કે,—

હે બ્રહ્મન્ ! હે વ્યાસ ! કોઇ કલિયુગમા (અર્થાત્ બધા કલિયુગમા નહિ ) સન્યાસ ધારણ કરીને પાપાક્રાંત લોકોને કૃષ્ણભક્તિ ગ્રહણ કરાવીશુ.

**પદ્મપુરાણમાં કૃષ્ણવચન —**

કલિયુગની પ્રથમ સધિમા, મનોહર ગગાજીના તટમાં નવદ્વીપ નામના ગ્રામમા હુ શચીદેવીના ગર્ભમા ગૌરાંગ નામથી ભૂતળમા પ્રસિદ્ધ થઇશ !

યુગસધિમા અર્થાત્ કલિયુગના પ્રથમ ચરણમા માયાથી વિંટલાયલો જે નવદ્વીપ, તેમા લોક ઉદ્ધારણાર્થે એક વખત માત્ર શચીનદન નામથી પૂર્ણ અવતાર ધારણ કરીશ. આ શ્લોકથી એમ તાત્પર્ય સૂચન થાય છે કે, કૃષ્ણ યુગાવતાર નથી, કલ્પાવતાર છે તેમજ ચૈતન્ય મહાપ્રભુ પણ કલ્પાવતાર છે ઇત્યાદિ પ્રમાણથી શ્રીનદનદન કલિયુગમા જીવોનો ઉદ્ધાર કરવા માટે ચૈતન્ય નામથી પ્રકટ થયા, ઇશ્વરના અવતારનુ પ્રયોજન એજ છે કે પાપાક્રાન્ત લોકનો પાપથી છૂટકો કરવો એમા પ્રમાણ, શ્રી કૃષ્ણે પોતેજ શ્રીમુખથી ગીતામા અર્જુન પ્રતિ કહ્યુ છે કે:—

સાધુજનોનુ સરક્ષણ કરવા અને દુષ્ટોનો વિનાશ કરવા માટે અને ધર્મનુ સસ્થાપન કરવા માટે દરેક યુગમા હુ પ્રકટ થાઉ છુ.

હવે એક શકા ઉપજે છે કે, શ્રીકૃષ્ણ

ચૈતન્ય મહાપ્રભુ, જો કે પૂર્ણ બ્રહ્મ છે, તો તેમણે ઇશ્વરપુરીને ગુરૂ કેમ કીધા ?

**સમાધાન**—શ્રી ભગવાને પોતે કહ્યુ છે કે મને પણ આચાર્ય (ગુરૂ) જાણવો એ શ્લોકમા આચાર્ય શબ્દનુ અર્થજ્ઞાન થવાથી શકાનિવૃત્તિ થઇ જશે

## એ વિષે પ્રમાણ. શ્રીભાગવતમાં

### ઉદ્ધવપ્રતિ કૃષ્ણવાક્ય —

હે ઉદ્ધવ ! આચાર્ય (ગુરૂ) મને જાણ આચાર્યનુ કોઇ રીતે અપમાન કરવુ નહિ તથા માણસ જાણી ઇર્ષ્યા અર્થાત્ ગુણમા દોષારોપ નહિ કરવો કેમકે ગુરૂપણ સર્વ દેવાત્મક છે. આ વાક્યથી બે અર્થની પ્રતીતિ થાય છે. એક ભગવાનને પણ ગુરૂ જાણવા અને બીજો મર્ત્ય-લોકમા જે ગુરૂ છે તેને પણ ઇશ્વરસ્વરૂપ જાણવો, કેમકે ઉદ્ધવ કહે છે કે —

હે ઇશ્વર ! તમારા ઉપકારનો બદલો કવિ સમસ્ત બ્રહ્માની આવરદાને પ્રાપ્ત કરીને પણ વાળી શકે એમ નથી કે, જે આપ ગુરૂપદ ધારણ કરીને માણસના હૃદયમા પ્રવેશ કરીને તેના અમગળાને નાશ કરી પોતાના તેજનો પ્રકાશ કરો ઇત્યાદિ વાકયથી ઇશ્વર જે પરમગુરૂ તે નિશ્ચિત સૂચિત થાય છે તેમજ (नमर्त्यबुध्यासूयेत) એ વાકયથી એમ જણાય છે કે તમે હમે સામાન્ય લોકોમા જે વ્યકિત ગુરૂત્વમા સ્વીકારાય છે, તેઓને પણ સાક્ષાત્ ઇશ્વરસ્વરૂપ જાણવા ગોસ્વામીજીએ ભકિતમદર્ભમા કહ્યું છે કે "अन्यदास गुरौ कर्म्मिरपि भगवत् दृष्टि कर्त्तव्यता" આપણો ગુરૂ જો કે બીજાનો નોકર હોય તોપણ તેઓની માણસ ગણી અવજ્ઞા નહિ કરવી ભગવત્સ્વરૂપજ સમજવો અને બીજાનો નોકર નહિ જાણવો.

**આચાર્ય શબ્દનો અર્થ તથા લક્ષણ.**

જે જાતે ધર્મનો આચારા થઇ, પોતે ધર્મા-

ચરણ કરીને જગતના મનુષ્યોને શિક્ષણ આપે છે તેને પણ પંડિતો આચાર્ય (ગુરૂ) કહે છે આ શ્લોકથી એ નિશ્ચય થાય છે કે, ચૈતન્ય પ્રભુ સ્વયં પૂર્ણ બ્રહ્મ છે, તોપણ પોતે બ્રહ્મિક લીલામાં શિક્ષાર્થ લોક નિમિત્ત ઇશ્વરપુરીને ગુરૂ માને છે ઇશ્વરજ ધર્મસ્થાપક છે. જો ઇશ્વર પોતાના દેહદ્વારા ધર્માચરણ ન કરે તો, મનુષ્ય કેવી રીતે પાપથી છૂટી શકે ! વળી ગીતાજીમાં શ્રીકૃષ્ણે કહ્યુ છે કે —

હે અર્જુન ! જો હું ઇશ્વર આરાધનરૂપ કર્મ ન કરૂં તો સમસ્ત લોકો એ કર્મનો નાશ કરી નાખે તથા હું પણ વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થવામાં કારણ થાઉં તથા પ્રજાસમૂહનું અકલ્યાણ કર્તા લેખાઉં, કેમકે હું ધર્મરક્ષક છું જો હું પોતે ધર્માચરણ ન કરૂં તો ધર્મની રક્ષા કેમ થાય ? આ ગ્રંથના મધ્યમાં (કૃષ્ણવર્ણં) એ શ્લોકમાં ચૈતન્ય મહાપ્રભુ સ્વયં કૃષ્ણ, તથા તેમનું સ્વાંગ અદ્વૈતપ્રભુ તથા નિત્યાનંદપ્રભુ તેના તત્વનું વર્ણન કરૂં છું.

## અદ્વૈતપ્રભુ તત્ત્વવર્ણન.

જે મહાવિષ્ણુ જગતના કર્ત્તા, પ્રથમ માયાથી આ વિશ્વ રચ્યુ છે તેનોજ અવતાર ઇશ્વર શ્રીમદ્‌અદ્વૈત પ્રભુ છે

## નિત્યાનંદ પ્રભુતત્વ વર્ણન.

કારણ સમુદ્રમા જે અનંતરૂપી ભગવાન્ બળદેવજી તેમનો અવતાર સ્વયં નિત્યાનંદપ્રભુ છે.

શ્રીચૈતન્યચંદ્ર તો મહાપ્રભુ છે, તથા નિત્યાનંદ, અદ્વૈત એ બે પ્રભુ છે આ જગતમા તેમના શિવાય કોઇપણ પ્રભુમશક છે નહિ એ ત્રણે પ્રભુ એકજ તત્ત્વ છે. જુદા નથી જેમ અગ્નિથી અગ્નિની જ્વાળા જુદી નથી. તથા કસ્તુરીથી કસ્તુરીની સુગંધ જુદી નથી તેમ તત્ત્વમા એકજ છે. પરંતુ લીલા વિલાસને માટે મૂર્તિ માત્ર જુદી છે ગોસ્વામીજીએ પણ કહ્યુ છે કે, નિત્યાનંદ, અદ્વૈત તથા ચૈતન્ય એનુ તત્ત્વ એકજ છે જુદુ નથી. એવા જે એકાત્મા ત્રણ સ્વરૂપ તેઓમાં

અમારી પ્રીતિ થાઓ કૃષ્ણવર્ણં એ શ્લોકમાં પાર્ષદ તથા ઉપાગાદિ જે લખ્યું છે તે વર્ણન કરૂ છુ

બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર એ જેમની ઉપાસના કરે છે તથા શ્રીમાન્ સ્વભક્તોને ભજન માર્ગનો ઉપદેશ કરવા માટે જેણે મનુષ્યાવતાર ધારણ કર્યો છે, એવા જે ચૈતન્ય પ્રભુ તે અમારી દૃષ્ટિગોચર ક્યારે થશે ? આ શ્લોકથી એ પ્રતીત થાય છે કે, દેવતા પણ કલિયુગમા શ્રી ચૈતન્ય પ્રાર્ષદ થઇને અવતાર લે છે કોનો અવતાર કોણ છે તે જણાવીએ

અનત સહિતામા ચૈતન્ય ગણ નિરૂપણમા બ્રહ્મા પ્રતિ શ્રીકૃષ્ણનુ વચન્ છે કે, મારા બલદેવજીનો પ્રીતિપાત્ર શ્રીદામ નામનો જે ગોવાલિયો તો કલિયુગમાં પૃથ્વીપર અભિરામ નામથી પ્રગટ થશે અને સુદામ જે છે તે શ્રીમાન્ સુદરાનદ ઠક્કર થશે, મારો પ્રીતિપાત્ર જે વસુદામ તે શ્રીધન જય પ ડિતના નામથી

પ્રસિદ્ધ થશે અને મારો મિત્ર જે સુબલ તે કલિયુગમા ગૌરીદાસ પડિત અને મહાબલ સખા તે કમલાકર પિપલાઈ

સુબાહુ સખા કલિકાલમાં ઉદ્ધારણદત્ત. મહાબાહુ નામનો જે ગોવાલ તે શ્રીસાહસ પડિત છે. તથા મારો પ્રિય બાલક કૃષ્ણ નામે જે સખા છે તે પુરષોત્તમ નામથી વૈશ્ય કુલમા જન્મશે. તેમજ અર્જુન જે મારો સખા છે તે કલિયુગમા શ્રીપરમેશ્વર નામનો કોઇ એક ભક્ત પ્રગટ થશે તથા લવગનામે સખા, તે કૃષ્ણ નામથી પ્રસિદ્ધ થશે તથા શ્રીમધુમગલજી કલિયુગમા શ્રીવર નામથી પ્રખ્યાત થશે

શ્રી બલદેવજીના સુમલ નામે સખા છે, તે કલિયુગમાં શ્રીહલાયુધ નામથી પ્રગટશે એ બારે સખા કલિયુગમા બાર રૂપે મારા ધર્મ રક્ષણમા પ્રવૃત્ત થશે.

ચોસઠ જે મહતો છે તે કોઇ કૃષ્ણાવતારના પુરષો છે તથા કોઈ સ્ત્રીઓ છે. કૃષ્ણાવતાર સમયે

જે ગોપાગના હતી, તે કલિયુગમાં ભકતના વર્ગમા અવતીર્ણ થઈ હુ જ્યારે કલિયુગમા સન્યાસી થઇશ, ત્યારે જે સ્રી છે તે પણ પુરૂષ થશે અને બીજા યુગોના ભકતો પણ કલિયુગમા અવતાર ધારણ કરશે

નીલામર ચક્રવર્તી ગર્ગમુનિ છે, અને મારી પરમપ્રિયા જે રાધિકાદેવી તે શ્રીગદાધર પડિત છે અને રાધિકાદેવીનો જે અશ તે બીજા ગદાધર ઠક્કર છે મારી પ્રિયસખી જે મધુમતિ તે નરહરિ ઠક્કર છે. વૃંદાદેવી શ્રીમુકુન્દજી અને પ્રાણતુલ્યા જે ચદ્રાવલી તે સદાશિવ કવિરાજ છે

લલિતા જે મુખ્ય સખી, તેનો અવતાર જગદાનંદ પડિત, શ્રીવિશાખા સખી તેના અંશમા બે અવતાર–શ્રીદામોદર તથા શ્રીવનમાલી કવિરાજ મારી પ્રિયા જે રગદેવી તે શ્રીરઘુનાથ ભટ્ટ, અને સુદેવી શ્રીગદાધર ભટ્ટ તથા તુગવિદ્યા સખી પ્રબોધાનદ સરસ્વતી સુપ્રસિદ્ધ છે મારી પ્રિયા ચપકલતા તે શ્રીરાઘવ ગોસ્વામી છે. ઈન્દુલેખા

શ્રા ભૂગર્ભ ગોસ્વામી, શશિલેખા કાશિ-
મિત્ર છે શ્રીરૂપ ગોસ્વામી શ્રીરૂપમજરી
સખી અને મારી પ્રિયા જે રતિમજરી તે શ્રી
સનાતન ગોસ્વામી છે

શ્રીરઘુનાથ શ્રીસ્વરૂપમજરી છે તથા બીજા
રઘુનાથ ભટ્ટ શ્રીરાગમજરી, શ્રીગોપાલ ભટ્ટ ગો
સ્વામી અનગમજરી, પરમ પ્રેમભક્ત લોકનાથ
ગોસ્વામી લવગમજરી, અને મહાનુભાવ શ્રી
વિશ્વનાથ ચક્રવર્તી શ્રીગુણમંજરી છે તથા લીલા
ની સહાયકારિણી યોગમાયાનો અવતાર જીવ
ગોસ્વામી છે કલાવતીનામે જે દૂતી, તેનો અવ
તાર મારો પ્રિય ગોવિંદજી છે. બીજી દૂતી લીલા
વતી તે મારો પ્રીતિપાત્ર માધવ છે ઘોષદૂતી
લીલાવતીનો અંશ વાસુદેવ છે. મારી અતિપ્રિયા
ઇંદુમતિ સખી શ્રીશિવાનંદજી છે શ્રીપરમાનંદ
પુરી પ્રિય સખા ઉદ્ધવ છે.

મારી પ્રિયસખી ધનિષ્ઠા શ્રીરાઘવદાસ છે
અને શુક્લાંબર બ્રહ્મચારી જે છે તે તેજ યાજ્ઞિક
બ્રાહ્મણ છે, કે જેમની પત્નીએ મને અન્ન

આપ્યુ હતુ અને જગદીશ પડિત તેજ યજ્ઞ
પત્ની છે શ્રીભગવાન્ પડિત શ્રીચૈતન્ય પ્રભુની
પ્રીતિનો અશાવતાર છે ગરૂડ પડિત મારૂ વા-
હન ગરૂડજી છે શ્રીગોપીનાથસિહ મારો વહાલો
ભકત અક્રૂર છે અને શકરગોપ ગુણસાગર રાય
છે માધવ શતનુ મુનિ છે ભાસ્કર વિશ્વકર્માં
છે વનમાલી મિશ્ર સુદામાજી છે. સાર્વભૌમ
મહાચાર્ય બૃહસ્પતિ છે મારી પ્રિયા ઇંદુમુખી
મકરધ્વજ છે સિહાનદ તથા કવિશ્રેષ્ઠ લોકનાથ
કથા શ્રીનાથ અને રામનાથ એ ચાર સનકાદિક
છે (મથુરાની રાણી કુબ્જા તે કાશિમિશ્ર છે
અને અર્જુન સખાનો અવતાર રામાનદ રાય
છે ?) મહારાજ ઇંદ્રદ્યુમ્ન જે છે, તે મહીપતિ
પ્રતાપરૂદ્ર છે

આચાર્યરત્ન શ્રીનિવાસજી ચદ્રનો અવતાર
છે અને મહાત્મા શ્રીવૃંદાવનદાસજી વેદવ્યાસનો
અવતાર છે શુકદેવજીનો અવતાર ભટ્ટ વલ્લભા
ચાર્યજી છે આ મહાત્માઓના નામનુ જો કોઈ
નિત્ય સ્મરણ કરે, તે મારી ભક્તિને પામી ત્રિગુ-

વનને પવિત્ર કરશે ભગવાનની આ વાત બ્રહ્માજી સાભળીને અત્યત આનદમા પરિપૂર્ણ થઇને, શ્રીભગવાનની સ્તુતિ કરવા લાગ્યા તથા દુદુભી વાદન કરવા લાગ્યા

ઇતિશ્રી નાનાશાસ્ત્રાદ્દાકૃષ્ય પ્રબલ પ્રમાણા ગોકુલના થ વિરચિતા ચૈતન્ય સપ્રદાયોદ્દેશિકા સમાપ્ત.

## ઓમ તત્ સત શ્રીહરયે નમ

## અથ ગુરૂ પરપરાલિખ્યતે.

શ્રીકૃષ્ણનારાયણના નાભીકમલથકી બ્રહ્માજી ઉત્પન્ન થયા બ્રહ્માના નારદજી નારદજીના શિષ્ય વેદ વ્યાસજી તેથી શ્રીમાધવ ગોસ્વામી તેના પદ્મ નામ ગોસ્વામી તેના શિષ્ય નરહરી ગોસ્વામી તેના માધવાનદ ગોસ્વામી તેના અક્ષોભ ગોસ્વામી તેના જયતીર્થ ગોસ્વામી તેના જ્ઞાનસિધુ ગોસ્વામી તેના દયાનિધિ ગોસ્વામી તેના પુરૂષોત્તમ ગોસ્વામી તેના રાજેન્દ્ર ગોસ્વામી તેના જયધર્મ ગોસ્વામી તેના લક્ષ્મીપતી ગોસ્વામી તેના માધવેદ્ર ગોસ્વામી તેના અદ્વૈત પ્રભુ તેના શ્રીકૃષ્ણ ચૈતન્ય મહાપ્રભુ.

# અથશ્રી ગુરૂ પરંપરા

સુરત ખોટા ગોડિયા

૧ શ્રી અદ્વૈત પ્રભુ.
૨ શ્રી કામદેવ ગોસ્વામી
૩ શ્રી નારાયણાચાર્ય
૪ શ્રી ગંગારામ ગોસ્વામી
૫ શ્રી ગોપાલદાસ ગોસ્વામી
૬ શ્રી નારાયણદાસ ગોસ્વામી
૭ શ્રી કલ્યાણદાસ ગોસ્વામી
૮ શ્રી માધવદાસ ગોસ્વામી
૯ શ્રી ભગવાનદાસ ગોસ્વામી
૧૦ શ્રી કેવલરામ ગોસ્વામી
૧૧ ગોકુલદાસ ગોસ્વામી.
૧૨ શ્રી નરસિંગદાસ ગોસ્વામી

# અથશ્રી ગુરૂ પરંપરા

સુરત - મોટા ગોડિયા.

૧ શ્રી કૃષ્ણ ચૈતન્ય મહાપ્રભુ નમ
૨ શ્રી અદ્વૈત મહાપ્રભુ નમઃ
૩ શ્રી નારાયણ આચાર્યાય નમઃ

૪ શ્રી કામદેવ ગોસ્વામિને નમ

૫ શ્રી ગંગારામ ગોસ્વામિને નમ

૬ શ્રી નરસિંગદાસ ગોસ્વામિને નમ.

૭ શ્રી કેશવદાસ ગોસ્વામિને નમ

૮ શ્રી ગોપાલદાસ ગોસ્વામિને નમ

૯ શ્રી મથુરાદાસ ગોસ્વામિને નમ

૧૦ શ્રી રામદાસ ગોસ્વામિને નમ

૧૧ શ્રી રામકૃષ્ણદાસ ગોસ્વામિને નમ

૧૨ શ્રી રણછોડદાસ ગોસ્વામિને નમ

૧૩ શ્રી સુંદરદાસ ગોસ્વામિને નમ

૧૪ શ્રી જગન્નાથદાસ ગોસ્વામિને નમ

૧૫ શ્રી નારાયણદાસ ગોસ્વામિને નમ

૧૬ શ્રી હનુમાનદાસ ગોસ્વામિને નમ

૧૭ શ્રી મુકુંદદાસ ગોસ્વામિને નમ

૧૮ શ્રી સેવાદાસ ગોસ્વામિને નમ.

૧૯ શ્રી ભગવાનદાસ ગોસ્વામિને નમ.

૨૦ શ્રી ગોરધનદાસ ગોસ્વામિને નમ.

૨૧ શ્રી ભક્તીદાસ સ્વામીને નમ.

# નિત્યકર્મવિધિ.

( મહારાજ શ્રીનંદલાલજી વિરચિત )

શ્રીકૃષ્ણચંદ્રાય નમ

સવારે " કૃષ્ણ કૃષ્ણ " કહેતા ઉઠવુ પથારીમા બેશી ભૂમિને હાથ જોડી નમસ્કાર કરવા. તથા પ્રાર્થના કરવી કે —

શાર્દુલ વિક્રીડિત

હે પૃથ્વી અપરાધ માફ કરજો, સર્વે તમો માહરા । અન્નાર્થે હળથી વિદારણ કર્યાં, ગાત્રો બધાં તાહરા ॥ ખુંદી વાહનથી બગાડિ મળથી, બાળી વળી વન્હિથી । વંદુ સર્વસહા સદાય જનની, કો તુલ્ય તારી નથી ॥

હે પૃથ્વી ! આપ હમારા સર્વ અપરાધ ક્ષમા કરો અન્નને માટે હળ વગેરેથી અમે આપનુ આખુ અંગ ફાડી તોડી નાખીએ છીએ તમારા ઉપર વાહનો એટલે ગાડી ઘોડા વગેરે ચલાવીએ છીએ. મળમૂત્રનો ત્યાગ કરીએ છીએ. અગ્નિ

સળગાવીએ છીએ તમારી સમાન સહન કરનાર કોણ છે ? અર્થાત્ કોઈ નથી. તમે સદા માતા સમાન છો તમને પ્રણામ કરું છું

એમ કહી હાથ જોડી નમસ્કાર કરવા પછી નાકના બન્ને નસ્કોરાનો શ્વાસ કહાડી જોવો કે કયા નસ્કોરામાંથી શ્વાસ વધારે નીકળે છે ? જે નસ્કોરામાંથી વધારે શ્વાસ નીકળતો હોય તે તરફનો પગ પહેલો જમીનપર ધરવો જમણા નસ્કોરાથી વધારે શ્વાસ નીકળતો હોય તો જમણો પગ પ્રથમ જમીનપર મૂકવો અને ડાબા નસ્કોરાથી વધારે નીકળે તો ડાબો પગ પહેલા જમીન પર મૂકવો પછી પ્રાત સ્મરણમા આ શ્લોકનો પાઠ કરવો —

**જયતિ જનનિ વાસો દેવકી જન્મ વાદો।**
**યદુવર પરિષત્ સ્વૈર્દોર્ભિરસ્યન્ન ધર્મં ॥**
**સ્થિરચર વૃજિનઘ્ન સુસ્મિતશ્રી મુખેન।**
**વ્રજપુર વનિતાનાં વર્દ્ધયન્ કામદેવમ્ ॥**

પછી ઝાડે જંગલ જવું. ઝાડે ફરતા બોલવું

નહિ. માટીથી હાથ પગ ધોવા બાર કોગળા કરવા દાતણુ કરવુ અગીઆરસને દહાડે દાતણુ ન કરવુ જળમા ગગાજી જમુનાજીનો ભાવ આણી સ્નાન કરવુ નહાતી વખતે એવો ભાવ લાવવો કે જાણે શ્રીઠાકોરજીના ચરણામૃતના જળની ધારા આપણા મસ્તકપરથી આખા શરીર પર પડે છે પછી આખુ શરીર અગુછાથી સારી પેઠે લુછવુ પવિત્ર વસ્ત્ર પહેરવુ ઉપરણો ઓઢવો. દર્ભનુ આસન બીછાવવુ તે ઉપર બનાત કે કામળો પાથરવો ઉત્તર અથવા પૂર્વ-દિશા તરફનુ મુખ કરી બેસવુ સેવાની સઘળી સામગ્રી આપણી પાસે ધરવી, પચપાત્ર, આચ-મની, ગધ, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય, ગીતા-ભાગવતના પુસ્તકો પોતાની પાસે પૂજા પૂર્વે ધરવા પહેલા આચમન કરવુ જમણે હાથે ગોકર્ણમુદ્રા કરીને ડાબા હાથમા જળ ભરેલી આચમની લઇને, જમણા હાથમાં તે જળ ત્રણ-વાર છોડવું તથા આચમન કરવું. [illegible]

હાથ ધોવો પછી તિલક કરવુ પહેલું ટીલું લલાટમા કરવુ. પછી પેટે કરવુ, પછી છાતીએ કરવુ, પછી કંઠપર, પછી જમણી તરફની કખ-રમા, પછી જમણી તરફના ભુજપર, પછી જમણા તરફના ગળાપર, પછી ડાબી કમ્મરપર, પછી ડાબા ભુજપર, પછી ડાબા ગળાપર, પછી પીઠપર, પછી પીઠની નીચે કમ્મરપર એમ બાર તિલક કરવા. પછી હાથ ધોઇ માથે લગાડવો. પછી આચમન કરવુ તેનો મત્ર "કેશવાય નમ" એ મત્ર બોલીને જમણા હાથના જળનું પાન કરવુ પછી "નારાયણાય નમ" એ મત્ર ભણી જમણા હાથનુ જળ પાન કરવુ. અને પછી "માધવાય નમ" એ મત્ર ભણી ત્રીજુ આચમન કરવુ દરેક વખતે હાથ ધોવો. પછી પ્રાણાયામ કરવો જમણા હાથની અના-મિકા તથા કનિષ્ઠિકા આંગળીઓથી ડાબી તર-ફના નસકોરાને બધ કરવુ, અને જમણા નાકના [illegible] શ્વાસ કાઢવો. અને ડાબા હાથની કર-

માળાથી ૧૬ વખત " ક્લીં " એ બીજ મંત્ર જપવો પછી જમણા હાથના અંગુઠાએ જમણી તરફના નસ્કોરાને બંધ કરીને ડાબા નસ્કોરાથી શ્વાસ ચઢાવવો અને ડાબા હાથની કરમાળાથી ૩૨ વખત " ક્લીં " એ બીજ મંત્ર જપવો પછી જમણા હાથના અંગુઠાથી જમણી તરફના નસ્કોરાને બંધ કરવુ અને તેજ હાથની અનામિકા તથા ટચલી આંગળીએ કરીને ડાબી તરફના નસ્કોરાને બંધ કરવુ અર્થાત્ નાકના બન્ને છિદ્રો બંધ કરવા અને ડાબા હાથની કરમાળાથી " ક્લીં " એ બીજ મંત્ર ૬૪ વખત જપવો ( પછી એજ મંત્રથી ધીમે ધીમે શ્વાસ બેઉ નસ્કોરામાંથી છોડવો ) પછી ન્યાસ કરવા બેઉ હાથની તર્જનીઆંગળી બેઉ અંગુઠા પર રાખીને "ક્લીં અંગુષ્ઠાભ્યાં નમ:" એ મંત્ર બોલવો. બેઉ હાથની તર્જની આંગળીઓ ઉપર બેઉ અંગુઠા રાખી "કૃષ્ણાય તર્જનીભ્યાં નમ:" એ મંત્ર ભણવો. બેઉ

હાથની મધ્યમા આગળીઓ ઉપર બેઉ અગુઠા રાખીને 'ગોવિંદાય મધ્યમાંભ્યાં નમ" એ મત્ર ભણુવો બેઉ અનામિકા આગળીઓ પર બેઉ અગુઠા રાખી "ગોપીજન અના-મિકાભ્યાં નમ" એ મત્ર ભણુવો બેઉ ટચથી આગળીપર બને અગુઠા રાખી "વલ્લભા-ય કનિષ્ઠિકાભ્યા નમ" એ મત્ર ભણુવો પછી ડાબા હાથની હથેલીમા જમણા હાથનો અગુઠો રાખી, ત્રણે આગળીના અગ્રભાગથી ડાબા હાથની હથેલીનો સહજ સ્પર્શ કરીને, જમણો હાથ ડાબા હાથની ચોતરફ ફેરવી, જમણા હાથની ત્રણ આગળીથી ડાબા હાથની હથેલીમા તાળી મારતા "સ્વાહા અસ્રાય ફટ્" એ મત્ર ભણવો. પછી હ્રદયાદિ ન્યાસ કરવો જમણા હાથનો અગુઠો છોડી ત્રણે આંગળીઓના અગ્રભાગથી છાતીનો સ્પર્શ કરતા "કલીં હ્રદયાય નમ" એ મંત્ર ભણુવો એજ ત્રણ આગળીઓએ કપાળનો સ્પર્શ કરી "કૃષ્ણાય શિરસે નમ." એ મત્ર ભણુવો.

જમણા હાથનો અંગુઠો ટટાર કરી તેની પાછળથી શિખા સ્પર્શ કરી "ગોવિંદાય શિખાયૈ નમ" એ મંત્ર ભણવો. ડાબા હાથનો અંગુઠો છોડી ચારે આંગળીઓના અગ્રભાગથી જમણા હાથની ખાંધનો સ્પર્શ કરવો અને જમણા હાથનો અંગુઠો છોડી ચારે આંગળીઓના અગ્રભાગથી ડાબા હાથની ખાંધનો સ્પર્શ કરવો એમ બંને હાથ બેઉ જગાએ રાખી "ગોપીજન કવચાય નમ" એ મંત્ર ભણવો. પછી જમણા હાથની તર્જની અને મધ્યમા જોડીને બેઉ આંગળીઓથી બેઉ આંખોનો સ્પર્શ કરી "વલ્લભાય નેત્રાય નમ" એ મંત્ર ભણવો પછી જમણા હાથનો અંગુઠો છોડી ચારે આંગળીઓના અગ્રભાગથી ડાબા હાથની હથેલીનો સ્પર્શ કરીને જમણા હાથનો અગ્રભાગ ડાબા હાથની પાછળ ફેરવીને જમણા હાથની ત્રણ આંગળીથી ડાબા હાથની હથેળીમાં તાળી મારવી અને "સ્વાહા કરતલ-પૃષ્ઠાભ્યાં અસ્ત્રાયફટ્" એ મંત્ર ભણવો. પછી [illegible]

જીનુ ધ્યાન ધરવુ આખ મીચી રૂપનુ ચિંતવન કરવુ માનસી પુજા કરવી પાદ્ય આપવુ અર્ઘ આપવો ધુપ, દીપ, ગધ, પુષ્પ, નૈવેદ્ય જે ઇચ્છામા આવે તે વડે પૂજન કરવુ પછી બ્રહ્મ સંબંધના મંત્રનો ૧૦૮ વાર જપ કરવો કરમાળાથી જપ પૂ'ા થયા પછી જમણા હાથમા જળ લઇને નીચેનો મત્ર ભણી ગોયોનિ મુદ્રા કરી જળ છોડવુ

ગુહ્યાતિ ગુહ્ય ગોપ્તાત્વં ગૃહાણાસ્મત્ કૃતં જપમ્ ।
સિદ્ધિ ભવતુમે દેવ ત્વત્પ્રસાદાત્ ત્વયિ સ્થિતે ॥

પછી ગાયત્રીનો એકસો આઠવાર અથવા દશવાર જપ કરી ઉપરના મત્રથી જળ છોડવુ પછી પ્રણામ કરવો તેનો મત્ર

નમો બ્રહ્મણ્ય દેવાય ગોબ્રાહ્મણ હિતાય ચ
જગદ્ધિતાય કૃષ્ણાય ગોવિંદાય નમોન

પછી તુલસીમા જળ રેડવુ તેનો મ

ગોવિંદવલ્લભાદેવી જગચ્ચૈત
ર્ન્યાપયામિ જગદ્ધાત્રિ કૃષ્

એ મત્ર ભણતા ભણતા તુલસીજીમા જળ પધરાવ્યુ પછી તુલસીજીની પરિક્રમા કરી પ્રણામ કરવો પછી પ્રસાદ લેવો શકિત હોય તો એક બે વૈષ્ણવને સાથે લઇ પ્રસાદ લેવો પ્રસાદી પાન લે, પ્રસાદ લઇ તુલસીજીના માજરના બી ચાવવા સાજના હાથ પગ ધોઇને બેસવુ પછી માળા જપવી માળા તુલસીના કાઠની લઇ ૧૦૮ મણકાની વચમા મેરૂવાળી જોઇએ માળામા મહામત્રનો જપ કરવો તે મહામત્ર આ છે —

હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હ
હરે રામ હરે રામ રામ રામ હરે હ

જે બ્રહ્મ સબધના મત્ર કે ગાયત્રિના મ
જપ કરવા મરજી હોય તો શુદ્ધ જળથી સ્નાન
ાએલા પવિત્ર વસ્ત્ર પહેરી પછીજ તે
વાથી કઇ ફળ નથી પણ ઉલટો દોષ
ે એ મત્રો ગુરૂદ્વારા દીક્ષા લીધા પ
ધિકાર મળે છે, માટે તે
ની.

નિત્યકર્મવિધિ સમ.